

 # વીણા-વેલી 

—નાટકના ગાયનો.—

શ્રીમંત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાશ્રિત

**શ્રી દેશી નાટક સમાજ (બ્રાંચ) ને માટે**


રચનાર.

 **મરહુમ સાક્ષર શ્રી ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરી.**



છપાવી પ્રસીદ્ધ કરનાર,

**ઝવેરી વાડીલાલ મનસુખરામ.**

મુ૦ હાલ પ્રીન્સેસ થીએટરમાં-સુરત.




---


ધી એડવોકેટ પ્રી૦ પ્રેસમાં શાહ, વાડીલાલ બાપુલાલે છાપી ધીકાંટા જેશીંગભાઈની વાડી-અમદાવાદ

આવૃતિ ૧૩ મી. સને ૧૯૨૫ પ્રત: ૨૦૦૦

 કીંમત ૦-૪-૦




શ્રી શાન્તિનાથાય નમઃ

# શ્રીવીણા-વેલી નાટકનો ટુંકસાર.



## અંક પહેલો.

મંગળાચરણ

પ્ર. ૧ લો-શ્રી ચંપાગઢમાં કુંભારને ત્યાં ભજન થઇ રહ્યું છે, કઠીઆરો ભારો લઇ આવે છે. વિસામો ખાઇ ભારો નાંખવ જાય છે કુંભાર ચાક ઓશીકે મુકી તથા ગધેડું પગે બાંધી સુએ છે, રાજા રાયસીંહ નગરચર્યા જોતા ત્યાં આવી ચડે છે, કુંભારનેજ જગતમાં 'સુખે સુનાર' સમજે છે.

પ્ર. ૨ જો-શેઠ ઓધડશા અને મોઢે ચઢાવેલો ટીકલો મઢતો પાછળથી કઠીઆરો, શેઠની ભ્રષ્ટ દાનત.

પ્ર. ૩ જો-રાયસીહનો બગીચો, 'સુખે સુનાર' કુંભારની યાદગીરીમાં દુહો લખે છે, રાયસીહની દીકરીઓ વીણા તથા વેલી, અભણ વેલીનો ભણેલી વીણા સાથે વીવાદ ગરબો, દુહાના જવાબમાં 'જે ઘેર નાર સુલક્ષણી, તે સુખમાં સુનાર' વીણા લખે છે, ધમલો નામે માળીનો છોકરો વેલી કુંવરી ઉપર પ્યારની ચીઠ્ઠી મોકલે છે, ચીઠ્ઠી લવનારને તમાચો માર, રાણી રાયસિંહ, પાસેના ગામના ઠાકોર જાલમસીંહ વેલીનું માગું કરવાના વીચારથી જાતેજ જોશીનો વેશ લઇ આવે છે. જાલમસીંહનો તીરસ્કાર, રાયસીંહ જવાબનો દુહો વાંચી વીણા ઉપરગુસ્સે, રાણી ચઢાવેછે

પ્ર. ૪ દો-જાલમસીંહ અને તેવોજ વેલીને પરણવાની ઇચ્છા રાખનાર ઠાકોર વજેસીંહ, ગમોટ જોશી, રાજકુમારના ઉપનામથી ઓળખાતો ધમલો માળી, તેની ડોશી, જાલમસીંહ તેને જોધપુરના કુમારને નામે ઓળખાવી. વેલી તેની વેરે વરાવવાનું કપટ રચે છે.

પ્ર, ૫ મો-રાયસીંહ અને વીણાનો વીવાદ રાણી ચઢાવે છે, રાયસીંહ વીણાને ગમે તેવા વર સાથે વરાવી દેવા ધમકી આપે છે, પોતાની વાંધા અને ચતુરાઇના બળે સ્વામીને સુધારી 'સુખે સુનાર' બનાવવ ની પાકી આસ્થાવાળી વીણા અભીમાની જાપ સામે બ્હાદુરીથી બચાવ કરે છે, 'જોધપુરના કુમાર પધારે છે, એવો જાલમસીંહ તરફનો સંદેશો પ્રધાન લઇને આવે છે, રાયસીંહ વેલી કુંવરી તેના વેરે વરાવી દેવાનો વીચાર કરે છે, રાણી ગર્વથી ફુલાઇ જાયછે,

પ્ર. ૬ ઠો-ઢોંગી ધમલો માળી જોધપુરના કુમારના વેશે રાણી અને વેલી તેની વાંસે ગાંડા, વેલીને વરાવી દેવા રાયસીંહ અને રાણીની અધીરાઇ ચાલ્લો ધમલાને કરે છે,

પ્ર. ૭ મો-વેલીને ધમલા સંબંધી વીણા ચેતવવા આવે છે. વીણાનો તીરસ્કાર, વેલી અને સંગીત શીક્ષક ઉસ્તાદ તાનતોલામાં

પ્ર. ૮ મો-કઠીઆરો રાયસીંહનો સીપાઇ કઠીઆરાને ન વારમીઓ જાણી પકડી જાય છે.

પ્ર. ૯ મો-લગ્ન મંડપ, વેલીને ધમલા સાથે પરણાવે વ, વીણાને કઠીઆરા સાથે વળાવે છે.

૪

# અંક બીજો.

પ્ર. ૧ લો–તંબુમાં વેલી, પજીથી ધમલો, ડંફાસ, ડોશી જાલમસીંહ પોગળ ઉઘાડુ પડવું જાલમસિંહ તાનતોલખાંને લાલચ આપે છે. તે વેલીને તેડી જાય છે,

પ્ર. ૨ જો–વીણા અને કઠીઆરો લાકડાની ધુણીની સુંગંધ બારા સંબંધી વાતચીત, શેઠને ત્યાં હીસાબ સમજવા જવું

પ્ર, ૩ જો–ઓઘડશા શેઠ કઠીઆરો વીણા સોદાગર વેશે, મહાજન. મોડે ચઢાવેલો ટીલો પોગળ વેરી નાંખે છે, વીણા જાહેર પડે છે. અડધો અડધ દોલત આપવાની પંચાત

પ્ર. ૪ થો–જંગલમાં નદી કીનારે તાનતોલખાં અને વેલી ઉધેલા, જોલમસીંહ ઠરાવ પ્રમાણે આવે છે, ઉસ્તાદને મારી નાંખવા પથરો ઉંપાડે છે. સાપ નીકળી જાલમસિંહને સપડાવે છે. ઉસ્તાદ અને વેલી નાશી છુટે છે, વીણા–કઠીઆરો, કઠીઆરો જાલમસિહને બચાવે છે, વીણા સીધ્ધપુર જવાનું કહે છે. હરામ દાનતનો જાલમસિંહ પુઠે થાય છે,

પ્ર, ૫ મો–વીણા અને કઠીઆરો ગોરના ઘરમાં માદળીયાનું વાંચવું કઠીઆરો જોધપુરનો કુમાર નીકળે છે. જોધપુર જવા તઇયારી કરવા વીણા જાય છે. જાલમસિંહ હરામખોરો પાસે દવા સુંઘાડી બેભાન બનાવી કઠીઆરાને ઉપડાવી મોકલાવેછે વીણા ઉપર બદદાનત. જોધપુરનો રાજા જયસિંહ આવી ચડે છે, જાલમસીંહ નાશી જાય છે વીણા જયસિંહ સાથે જોધપુર જાય છે.

પ્ર. ૬ ઠો–ધમશો સરસ્વતી તીરે જોગી. જાલમસીંહ અને બાવા અને કાવા દાવા

પ્ર. ૭ મો–જોધપુરમાં વીણા, જયસીંહનો વીવાદ રાજ કઠીઆરાની વાતની સુચના.

પ્ર, ૮ મો–ગોરને ત્યાંથી ખબર મેળવી જોધપુર આવેલો કઠીઆરો અમરકુમાર–ઢંઢેરો રાજ કઠીઆરાની વાત કહેવા કચેરીમાં જાય છે,

પ્ર. ૯ મો–જોધપુરની કચેરી, પડદામાં વીણા, રાજ કઠીઆરાની વાત બાપ દીકરાનો અને પતી પત્નીનો મેળાપ, હરામી જાલમસીંહ અને ધમશો બેરાગી વેશે, વીણાને ફસાવવા ઠરાવ, નાચ,

---

## અંક ત્રીજો.

પ્ર. ૧ લો–ધમશો અને જાલમસીંહ જોગી વેશે. વીણાની દાસી મારફતે ડાબે પગે ત્રીશુળ ખપ્પરનું નીશાન કરવાની પેરવી. જયસીંહ,અમરસીંહને વીણા દેશને ખાનારી ડાકણ છે, એવો વ્હેમ પાડે છે. બાપ દીકરા અને સાથે જાલમસીંહ પગે નીશાન જોઇ ખાત્રી કરવા જાય છે,

પ્ર. ૨ જો–વીણા સુતેલી, દાસી નીશાન કરે છે, બાપ દીકરાનો ગભરાટ, વીણાને જોગીએ આણેલી પેટીમાં પેસાડી પેટી હટાવી દેવડાવવા ઠરાવ, વીણા અને અમરસીંહનો સંવાદ પેટીમાં પેસવું,

પ્ર. ૩ જો-ધમલો અને જાલમશીંહ ચોરને ઘેર ચોર એક બીજાને ઠગવા વીચાર, પેટી આવે છે. ધમલો ઉંઘાડી વીણાને જગાડે છે, ધમલાને વીણા ઉપદેશ દઇ સુધારે છે, બંનેનો જાલમસીંહને ફસાવવાનો ઠરાવ અને ફસાવવું પેટીમાંથી માંકડાં જાલમસીંહનું પેટીમાં પુરાવું.

પ્ર. ૪ થો-વેલીને ઉસ્તાદ તાનતોલમાં નાચનારી બનાવે છે,

પ્ર. ૫ મો-અમરસીંહ, દાસી નીશાનની વાત જાહેર કરે છે. અમરસીંહ આપઘાત કરવા તઇયાર, વીણા અને ધમલો જોગી વેશે પ્રાયશ્ચિત હરામી જાલમસીંહનો ઠરાવ પેટીમાંના શાલીગ્રામ પાસે પ્રાયશ્ચિત. હરામી જાલીમસીંહને બાંધી ડુંગર ઉપરથી ફેકી દેવાનો હુકમ પતી પ્રીયાની ઓળખાણ, પોતાના બાપ રાયસીંહને તેડવા વીણાની માંગણી

પ્ર. ૬ ઠો-કચેરી, રાયસીંહ આવે છે અમરસીંહને જોઇ વ્હેમ ધમલો માળી, ચોપદાર, વીણા આવે છે, વેલી નાચનારી રાયસીંહનો પશ્ચાતાપ, વેલીની જોગણ થવાની માંગણી. છેવટનો આનંદ.



# મુખ્ય પાત્રોના નામ.

---

રાયસીંહ ... ... ... ...ચંપાગઢનો ઠાકોર

જયસીંહ ... ... ... ...જોધપુરનો રાજા

કઠીઆરો ... ... ... અમરસીંહ નામે જોધપુરના રાજાનો કુમાર

જાલમસીંહ... ... ... ...ચંપાગઢ પાસેના ગામનો ઠાકોર

વજેસીંહ ... ... ... ...તેવોજ બીજો ઠાકોર

ધમલો ... ... ... ...માળીનો છોકરો

તાનતોલખાં... ... ... ...નીચ ગવઈયો

વીણા ... ... ... ...રાયસીંહની મરહુમ રાણીની પુત્રી

વેલી ... ... ... ...રાયસીંહની હયાત રાણીની પુત્રી

પ્રધાનો, રાણી, દાસી. બાવા વીગેરે વીગેરે

સ્થળ—ચંપાગઢ, સીધ્ધપુર, જોધપુર



શ્રી પરમાત્મને નમઃ

# શ્રી નવીન

# વીણા--વેલી નાટકનાં ગાયનો.

---

## મંગળાચરણ

સુત્રધાર-નટીઓ— ૧

શંકર ! શિવકર-ચિન્તા તું પરિહર,
ભૂતાદિનાથ જગનાથ ! હે જીનવર શંકર
ચિન્તામણિ ચરણ શરણ છે ચિત્ત વિષે
ત્રાતા નિવાર તાપ ત્રય ભયંકર-શંકર
ઘટઘટ પ્રગટ તું પોતે સદા રહે,
કૈવલ્ય શાલી ભજીએ દિગ બર—શંકર

નટીઓ—

નહિ કર્મની કથા કદાપિ વ્યર્થ જનારી
પતંગ રંગની પેઠે પલકમાં ફરનારી—
દશાની દડી ચઢી ચઢી ઘડી ઘડી પડે
દશાનું ફુલ ખુબ ખીલીને ઝટ ખરી પડે
દોલત અને દમામનો ગુમાન નકામો
જાદુથી જયાદા છે ખરે દશાના દમામો—

# અંક ૧ લો.

કુંભાર વિગેરે -- ૧
કોઇ સંત વિરલે જાણીયું —ભાઇ વાતું છે એવીયું
મોટા જન જંજાળે ઝુલે-હરખ પામે પામર પ્રાણીયું—
મોટા કુવાડા કાંઇ ન કાપે લોહુ કાપે છીણીયું
વેળુમાં તો ખાંડ વેરાણી-વીણી કાઢે કીડીયું—
પાણીમાં તો દુધ ભેળાણું-પામી જાસે હંસીયું—
જ્ઞાની ઝવેરી ગોથાં ખાતાં-સિધ્ધે શિવપદ સાધીયું

રાયસીહ— ૨
જેને ચીન્તા નથી ચીતમાં લગાર ભાર,
પામ્યો સંસારે તે સુખકેરો સાર સાર—જેને
રાજય પાટ નથી એને કોડી કામનાં
માળા મ્હેલ મન તદન ન કામના—પામ્યો૦
સમજ ચિત. નથી ચીરકાળ જીવવું
ખાવું તેટલું રળી ખુશીથી ખરચવું
સંતોષે રહેનાર નર સુખી સરદાર-પામ્યો૦
માયા મુડી પડી એક પડી ઝુપડી
પ્રપંચ રંચ નથી માન પાન ખુમડી
શાબાસ ? ગરીબ ? તારો દેવ અવતાર-પામ્યો૦

ઓધડશા ટીકલો— ૩
અહેં કેવો જીત્યો હંબા કેવો જીત્યો,
બાપા કેવો જીત્યો, લેરે લેરે લે,
હું તો વર લાડો, ને લોકો બલાડો

બાપ બન્યા લાડી ધીની ફોડું મ્હારી-લેરે૦
કેવું આ થઈ ગયું છોકરં તો ચાવળું
કયમ રાંડ હેડંબા હેંડે ઉતાવળું !
બેટોરે પાકયો વાહ કેવો બહાદુર
બાપા બાળો વર ચાલું હું અધર,
બેશ અકકરમી બેટા—વડ તેવા ટેટા—એ હે !

---

સુખે સુએ સંસારમાં, ભાગ્યવન્ત કુંભાર ?
ચિન્તા બાંધી ચાકડે, ધન્ય ધન્ય ? અવતાર ?

---

વીણા-વેલી— ૪

લચકાતી મદમાતી બેની ! તારી બલિહારી
કુલી ફાલી જાણું અલી ! મદનની ફુલવાડી.
વારૂ વારૂ આવા વેણ બસ બોલમાં....લચ૦
ખરૂં રૂપ શીનું નથી ખાલડામા,
ઝવેરી જુએ રૂપ નહીં દાબડામાં,
કેરી કેરા રસ કોણ કહે છોતરાં !-લચ૦
રહ્યા કાય ડબ્બે કયા ગુણ રત્નો,
જુએ ગુણુવંતો કરી પ્રયત્નો,
અંગીકાર કરતા પછીથી રમા-લચ૦

૫ ગરબો.

ઉગ્યો સખી ! સૃષ્ટિનો શ્રંગાર હાર
ચાલ્ય ચાલ્ય જોવાને ચંદ્રમા,

૧૨૨૯ ૯



જોને પ્રેમઘેલી ભુમીનાર દેદાર
જેને ડોલે સૃષ્ટિ આનંદમાં—ઓહો—
ધન્ય ? ધરાસુન્દરી ! તને ચતુર ચંદ્ર તુજ કાન્ત
શાન્તિપાઠ પઢાવતો સાધ્યાને એકાન્ત.
ધરણી પડી પતીને પાય, શિક્ષા શિરે ધરેરે,
ગુણીયલ ગોરી પતિ ગુણ ગાય શાન્તિ ચિતે સ્મરેરે
ધરોને બ્હેન ? ધરતી માતાનું કહ્યું કાન
પ્રીતેથી કરો સંસાર સુધારસ પાન—
ચંદ્ર સુખે ચીડાઇને તારાના મુખ શ્યામ
સદગુણીનું સુખ ભાળીને રમે દુષ્ટના રામ
સખી જેને પતિનું માન–તેનાં ગાંધર્વ ગાયે ગાન,
પામે દેવી સમાન સન્માન—રમે રામા રસિક લઇ તાન
ધરણીનાર સમ ગ્રહણીઓ, સેવે સ્વામી પાય
ચતુર ચંદ્રસમ ધણી મળે જય ! જય ! ત્યાં ઉચરાય,

---

ધન્યવાદ લખનારને ખરેખરો કુંભાર
જે ઘેરે નાર સુલક્ષણી તે સુખમાં સુનાર

---

દાસી ૬-૭૬

મદ ભરી રસીલી મમ માલતી, રદય સુંદર મંદીર મ્હાલતી
ચતુર ચાંદની ચાતુર ભાળતી પરમ પ્રેમની હોળી પ્રજાળતી
શિતળ જો જળભુતળ ભાળશે, જગત કર્યા જઇ તાપજ ટાળશે
મધુર દ્દષ્ટિથી દાસ નિહાળશે, ભવભવે સુખ ભામીની ભાળશે

રા૦ રાણી—　　　　　　　૭

હા ! માનેલી માતેલી છકેલી છોકરી, તારૂં ઉતારૂં ગુમાન
હા ચઢીને ચઢી તું છેક ચઢી ભુલી નાના મોટાનું એ ભાન
ડહોળા પાણી પીને ઘર પુછે પછી, એતો મહા અણજાણ-હાં૦
લાડ લડાવીએ બાળપણે પછી બાળ કરે અપમાન
પાળીએ, ભુલી ભાન, કદાપી શ્વાન. સ્હેવું નુકશાન
પાય કુપાત્રને પ્રીતિનું પાત્રજ રહેશે આખો ભવ દુઃખનિધાન

ધમલો—　　　　　　　૮

બનું હું ફાંકડો એ ભામાનો ભરથાર—ઓહો૦
નમાવું આંકડો ને કરૂં તાબેદાર—વાહ વાહ૦
બનું હું વાંકડોરે—સાધી લઉં તાકડોરે—બનું૦
કુંવર બનું અલબેલો અપાર, જુઠામાં આજ કાલ દીઠોછે સાર.
પોલાપોલ ગડબડગોળા હુંબા એતો વાહ વાહ વાહ—બનું૦

વીણા—　　　　　　　૯

અરે શું માનવનો અભિમાન પલકમાં ટળી જશેરે.
ખરે જેમ પીંપળ ઉપર પાન—પલકમાં ખરી જશેરે.
પલકમાં ખરી જશેરે—માટીમાં મળી જશેરે—અરે૦
ઘડી જીવતરમાં ઘડી એક સુખની નાં............રે નથી,
મૂઢ મમતમાં તોયે મરતા આઆ................રે નથી.
પામર નર નાદાન—અરે શું૦
કાયા કલેવર કારમું છે ગંદકીનો ઘાડવો
સમજુ જને સમજી જઇ અભિમાનને વણસાડવો

અભિમાન ફણીધરને નહી દુધ પાઇને પેથાડવો
રાવણ સરીખે માનથી લીધો નથી કાંઇ લાડવો—અરે૦

ધમલો— ૧૦

જો જો કઉતક જગનું કામ સધાયે ઠગનું
સાધુ વા ખાય ને પાખંડી પુજાય ખમા ખમારે થાય—જો૦
સાચો કુટાય અને જુઠો મનાય પોલંપોલ ચાલ્યું જાય જો૦
પોપટ પુરીને પુરં પાંજરે ન પાણી પાય
મામો કહીને દુધ સાપને તો દેવા જાય
દુનિયાઃ—દુનિયા ! વાહરે વાહ દુનિયા!
બકરાની છદ દેખી વાઘની નહિ ઈદ થાય
ઘરનાં તો ચાટે ઘંટી બંટી બાવાજી ખાય
ગરીબ રહે હાથ ઘસતા, મારતાં મીયા પુછાય-દુનિયાં૦

તાનતોલખાં ૧૧

ઘુઘટકે મેંજમ્રુ-સાંવરેને માનુંહો ઘુઘટ
એક તો નેના રસીલે—તામે કાજલ કીને
બાંકે નેનાવાલી હો—ઘુંઘટકે૦
મેરા દીલે મોંતી હુઆ તુજ કાનું બાલીકે સાથ—
ક્યા મઝા દેતીહે મીસ્સી પાનકી લાલીકેસાથ—

વેલી—ધમલો-　　　　૧૨

ચાલો મારા ચતુર સુજાણ હાં હાં
મારો નહિ નયનનાં બાણ હાં હાં
કાળજે ઉતારી તારી સુરતિ રસિલા પ્રાણ—ચાલો૦
ઘાયલ કીધો ત્હેં પ્હેલાં ધુતારી મારી નયનનો માર
દાઝયા ઉપર લુણ વચન લગાડી પુર્યો કર્યો લાચાર
નખરેથી છેલ્ટ નાજુક નાજુકરી માર્યો તેં હાય હાય ઠારઠાર
રસિક વર માર્યો ત્હેં હાય હાય ઠાર ઠાર—કાળજે

કડીઆરો-　　　　૧૩

કાયા કાચો કુંભ છે જીવ મુસાફર પાસ
તારો ત્યાં લગી જાણજે, જ્યાં લગી શ્વાશોશ્વાસ
સદા સંસારમાં સુખ દુઃખ સરખા માની લઇએ
રાખે જેવી રીતે રામ, રંગે તેવી રીતે રહીએ-સદા૦
પીપળ પાન ખરંતા હસતી કુંપળીઆ
મુજ વીતી તુજ વીતશે ધીરી બાપડીઆં
નહિ જેવી ને તેવી નિત્ય કોઇની નભતી જોઇએ
દશાના ઢંગ રૂતુના રંગ જેના દેખી લઈએ—સદા૦
કદી મોહલા તો માળીઆ કોમળ છપ્પર ખાટ
કોઇ દિન એવો આવશે ભૂખ્યાં ન મળે ભાત-સદા૦



## અંક બીજો.

વેલી— ૧૪

ઓહો મારી સાહયબીનો કંઇ પાર–અરે હું તો પ્હોંચી પારપાર
રસિઆ કુમાર રાજયના આધાર મારા તો છે તાબેદાર
ભવ્ય ભુવને મ્હાલશું-દિવ્ય ભોગ ભાળશું
ઠાકરની પણ ઠાકર લાખો ચાકર તો તઇયાર
ખમ્મા બાઇને ખમા બોલે હાજર તાબેદાર—મારી૦
મગન મગન રાત દીન લગન લાગી જળને મીન—
ચતુર સંગ ચાલશું હાથ ગળે ઘાલશું—
ગજરા પહેરાવશું નેનમાં નચાવશું—
અહો અહો અહો અહો હું તો પામી જીંદગીનો સારસાર

વેલી- ૧૫

હું આંધળી માનમાં ગઇ મરીરે
હાય સાંભળી વાતને નહીં જરીરે—
હાય જાણીને જાતના કુવે પડીરે
મુર્ખ માને બાપે આણી આ ઘડીરે—
હાય દામના દીવે પતંગીઆ થઇ પડેરે
હાય જીવતાં અતી નર્કમાં સડેરે

વીણા ૧૬

રે મન ભમરા શું ભરમાવે
બાપે બતાવ્યા નાથ મુગટમણી
લાખો જનને લલચાવે—રે૦
કાળા કે ગોરા પ્યારા કરમે કરેલા આ છે.

સતીને સીદને સતાવે-રે૦
પાપી પવન લહેર ભલે ભટકી તું ખાજેરે વનવન
સ્વામીને જોજે જગાવે-સાહ્યબાને જોજે—રે૦

વીણા— ૧૮

કાંઈ નથી સુખસાધન ધનમાં સાપ બહુ વસતા ચન્દનમાં
સ્વામીજી સુખી વસે વનમાં-કાંઇ૦
સાહેબી શાં શંકરને છે પાર્વતી કઇ સુખીયાં કમ છે
લોક તો મુરખ એકદમ છે-ગોળ ખોળની નહિ કંઇ ગમછે
વૈભવ ઝાંઝવાના જળ છે સ્વામી ભુવનમાં—કાંઇ૦

કઠીઆરો— ૧૯

જગતમાં તે નરને ધિક્કાર-તજે જે પરણી ઘરની નાર
બગાડે મુરખ તે સંસાર, ભેળવે દીવેલમાં કંસાર
અરે કેમ હાથ પડેરે અરરરરર સુંદરી ઘર શણગાર
કળી કુમળી કેમ ઉપાડે કોવાઠાના ભાર
ગુલાબના ઢગલામાં શોભે ધગધગતા અંગાર
અંગ આપણું અબળા કહીએ. કહો ભાઇ અંત તજીને રહીએ
અરરરરર કોણ ઠાર—જગતમાં૦
ભળે કેમ કેસર કાવામાં, લસણ તણોરે વઘાર
મધુર કળીમાં ડુંગળી ગુંથે હીણભાગી સરદાર
કુસુમ કળી ભાઇ દીધે કરમા છુંદે કળીને છાકી છરમાં...

કઠીઆરો—વીણા- અરરરરર કુંભાર

પધારો સોભાગી નાર, હાલી પ્રીતમ તુજ પાસની
સુંદરી રહય હાર ભાગ્યા છબિલા તુજ કાયની

છો ભવ્ય દેવી મમ ભામા
રહ્યા હ્રદય મંદીરે રામા
ભોળા મારા ભરથાર, શાણા શીર સરદાર—દાસી.
સદા પતિ પ્રિયાના અન્નદાતારે-પતિ દેતાને અમે ખાતારે
રહીએ પતિવડે રંગ રાતારે-વાહ વાહરે આ.........
મારા ભાગ્યના ભંડાર—
લુંડી છું આ.........મારા પ્રાણના આધાર—દાશી૦

વીણા—કઠીઆરો— ૨૦

ધન્ય તમને (૨) ભુલાવી ભમાવી ભોળાને ભોળવો
ધિક તમને દબાવી(૨)પટાવી થાપણો ઓળવો
રહેસે ભરૂશે જે તમારે પ્રથમ મારો દાર (વાહ વાહ)
પાછ સારૂ ધર્મ વેપારે ભરે બજાર
ચોરોના ચોરો તમે લુચ્ચાના લુચ્ચા તમે ખુનીમાં ખુની તમે ધિક
ના મળે વિશ્વાસી તો ઉદાસી દીલ થનાર.
પાપ ભાજન ખાઇ ભાજન મસ્તીમાં રહેનાર
સાહુકારીનો ભલો આ તો બતાવ્યો સાર-

વીણા ૨૧

આ તનમન ધન અરપણ તમને નાથજીરે
સુંદરી સોંપ્યું મસ્તક તે સંગાથ—જીરે
તરૂવર વેલી પેઠે ભીડીએ બાથજીરે
વન ઉપવનમાં રમશું સાથે-નાથ ચરણ ધરી ચાલું માથે
તન સરવર પરરે રાજ હંસ—આ૦
અવગુણ અમમાં હજાર ભરથાર તમને છે ભાર
વણમુલે મીઠાં વેણી હું વેચાણો વ્હાલી-આ તન૦

કહીઆરો-વીણા— ૨૨

ઓહો વ્હાલા વ્હાલા, લાલ રસીલા રાજના કામણગારા

રે ઠકરાળા મદનમાળા પ્રીતિની શાળા ચાતુરબાળા

અહા કેવી કીધી વિધિએ દયા

જુઓ ઘેર બેઠા ગંગાજી ગયા વાહવાહરે વાહ—

ઠગી મગી જઈ મુરખ માનવ આકાંન મુકતા

ચપટી ચણું રાચી અમરૂત પાન થુંકતાં

કઠણુ કર્મના કસોટી ચપળ ચુકતા

સાણી સુલક્ષણી રસ અમ્રતની ધાર સતી શણગાર

રસના સાગર મારા જીવન આધાર-હૃદયના હાર-

કહીઆરો વીણા ૨૩

પાતળીયા પરિશ્રમહર્યો શાને પોઢોને મારા સમ મારા સમછે

ચાલો ચપળા આવું હું આટલે નાજી મારા સમ મારા સમછે

ચિન્તાને ટાળવી પુઠ ન ભાળવી, લુડીને પાળવી,

આ.........પ્રાણુપતિ મારી વતી-પાતળીઆ

( રસીલી તું રોજ હસ્તીને હસ્તી )

( સતી પાસે છતાં પતિને હોય કે તસ્દી )

અલબેલી રાખે રમણ સુખી-વાહરે તેને ધન્ય તેને ધન્યછે

પતિની ઉદાસી ટળી રહે દાસી-પ્રીતિ પ્યાસી—

આ.........શાણી સતી ભાગ્યવંતી—પાતળીઆ૦

(ચાહ્ય ચાહ્ય તોયે થોડેક આવું )

( જાઓ ત્યારે મારે નથી જાવું )

તારા જેવી સતી સુંદરી પામે વાહરે તેને ધન્ય લાખો ધન્યછે

મોહનની માળા જપે બેઠી બાળા, છબીલા છોગાળા,

આઆ..........શાણી સતી—પાતળીઆ૦

વીણા— ૨૪

સુંદર શામળીઆ નામ જપીશ નિત્ય તારૂં—

મનહર ના મળીઆ કાશી કરવત ધારૂં

શામળા શણગાર હમારા, કાળજું હર્યું કામણગારા

વિનવે કરગરી દીન દારા, દર્શન દો દિલદાર હમારા

કયાં હું કહું દુઃખ મારૂં—સુંદિર શામળીઆ

આસપાસ નહિ.વાસ નિહાળુ અહહ ત્રિભુવન ભાસતુ કાળુ

નિરખુ નહિ કદી મુખડુ રસાળુજઇ હિમાલય આત્ર હું ગાળુ

સાક્ષી દેવ દયાળુ—સુંદર૦

ઝમલો—જામલસીહ— ૨૫

જોઇ લેજો જગના બાવા, છે આજકાલ જે આવા

ધરે ભેખ ધુતીને આવા, જ્યાં ત્યાં હાવાને આવા

જોબનવંતી જળ ભરતી ત્યાં જાશે બાવા ન્હાવા

રાંડી રાંડના ઘરમાં પેશી બાવા બેશે ગાવા.

ભાઈ લાગે તાલ બજાવવા ભાઇ અને ભજન સંભાળવા

વિરલા ભેખ ધરે છે ભાઇ ભગવત ભેટો થાવા

બહુ તો બાવા માંયા મારે રે ભામા ભરમાવા

નારીને નીરખી ને લાગે, બાવા નેન નચાવા,

મસ્ત થઇ મ્હાલે પર પઇસે કયાં જાવુંછે કમાવા—જોઇ૦

વીણા— ૨૬

કરે કામની શું સંસારે, વારે વારે પતિને સંભારે
બધી આળ પંપાળ વિસારે પતિ રામનું નામ ઉચ્ચારે-
ભલે ને હાઓ બ્રહ્માંડ ભારે ભલેને કાપો તીક્ષણ ધારે-
દેહ ગેહ શુધ્ધિ નહિ તુટી ગઇ જગ પ્રીત,
ગોરી તો ગાતી ફરે. રસીઆનું રસગીત
ખાન પતિનું ને પાન પતિનું ધાન પતિ ગુલતાન
એક મુકે નહિ ટેક પેરાવે છેક શુળી સુલતાન

## રાજકઠીઆરાની વાર્તા.

છોકરા તથા બાઇ— ૨૭

અરે વાહ છાયો સકળ ભુવન ગગન આનંદ ઘન
અરે વાહ થયા મગન જગત સર્જન મન
પોતે પ્રભુજી પ્રસન્ન ધન્ય સુંદરી કીતીં તું વરી
વાહ વાહ વાહ —પ્રબળા—અબળા

## —અંક ત્રીજો—

વીણા— ૩૧

વહાલા બોલો તમે-લાલા૦ કેમ રસીઆ રીસાણા
બોલી કે ચાલો નથી-આડી હું હાલી નથી
નીતિને ટાળી નથી-નાથ વહાલા,
રે રઢીઆળા રાજવી દેવાંશીના અંશ
હસવું તારૂં મન વસ્યું ચીતહર ચાતુર હંશ
વૈભવમાં મુજ મરજી નથી-મ્હેલ માળાની ગરજી નથી
ઝાંઝર ઝુમણાની અરજી નથી-માગું ન નાણું રશીકવરજી
માંગુ છુ બોલ વ્હાલા બોલો.

વીણા— ૩૨

રે રઢીઆણા-રઘુવીર જગદાધારજો
આજીજી આ અબળાની-અવધારજોરે
હું દીન બાળ કોપ્યા કંથ કુમારજો-
વાદળ વરસે રૂધીર મુશળ ધારજો
ભલે આ જીવ જાય બ્રહ્માંડ માંહી
કદી નાથ આજ્ઞાજ લોપીશ નાંહિ
સતી સંત જીવે પતિ ગુણ ગાઈ
સતીની ગતી છે પ્રભુ હાથ સ્હાઈ
રે દીન બંધુ—જાળવજો ભરથારજો
છેવટના છે પ્રણામ પ્રાણાધારજો-

વેલી—તાનતોલખાં—          ૩૩

પ્યારે તોરે અંગમે ફુલનકી બહાર હય—સૈયાં.
ફુલનકે બાજુબંધ ફુલનકે ગજરા
ઓર સોહે ફુલનકા ગલે હાર હય—પ્યારે.
નેના કમલ ઓર ચહેરા ગુલાબ હય
ગોરે ગોરે ગાલ સૈયાં ગુલે અનાર-હય-પ્યારે

---

વીણા—
ઘટ ઘટમાં તીરથ રહયાં ઘટમાં આતમરામ,
પ્રેમી મન તીરથ વસે, પ્રીતમ સાલગરામ—ઘટમાં

---

દાઝયો ભુંડા દુધથી છાડેછે શીદ છાશ
સાહસ કરતાં પ્રાણીયા, સુખનું સત્યાનાશ-છાડે૦

વીણા—અમરસીહ-          ૩૪

છાડોરે કુંવર મારા હાથને
અમે જપીએ નીત્ય નાથ-છાડો.
આઘા રહો અલબેલડારે અમે જોગીઓનાં બાળ
સંસારને ઝેર જાણીએ છે પ્રપંચ પ્રેમ જાળ,
બાળા અમે પ્રજાનાથ-છાડોરે,
જોયા પ્રજાના નાથ તમેરે, તજી બાળા અનાથ,
સંસાર જેણે સુધારીઓ સ્હેજે તોડયો તેનો સાથ-છાડો.
રાજા રમી રહ્યા વ્હેમમાં રે ભુલી સ્નેહને સબંધ
હવે તે કરૂં શું હાય યોગીનિ પામું પ્રેમદા પ્રસંગ-છાડો
વીણા—ડગલે ડગલે ડુંગરા, બિકટ પ્રેમનો પંથ

કૃપા કરે શ્રીરામ તો, સંત પામતા અંત
તન વાડી મન કેવડો, પ્રીતિ અમ્રત વેલ
પ્રાણ પુરૂષનાં બાગમાં ભાગ્ય દેવી જઇ મેલ,

વીણા-અમરસીંહ— ૩૫

આ આ આ બાળા-શિખામણ શાળા-ગુણમણિ માળા
માનુની માનું-તમારો કેટલો આભાર—
આ આ આ છોગાળા રસીયા રસાળ-ચલાવો શું ચાળા
પ્યારા મારા-કાયા સરોવર શ્રંગાર—
મુરખે નાંખી હતી માલતી વખાર-
થઇ બેઠી ગુણથી છે હૃદય હાર-આ આ૦
સોટીએ કસ્યો સોનું લાખવાર
શાણાજી સોનાર તમારો અધિકાર આ આ૦

વેલી— ૩૬

અભિમાન કદી નવ કરીએ
પથ્થર લઇ કહો કેમ તરીએ
ડુબે જગત દરીએ—અભિમાન૦
સમય સમજ બળવાન જગતમાં,
વિદ્યા નિત વરીએ—અરે—અભિમાન૦
મોતી માની મન કર્યું નીકળ્યું ઝાકળ નીર
સોનું સમજી સોપ્યું કર્મે નીવડ્યું કથીર
સુઘડ નાર નર સુણે—સુનારો
હરદમ ચિત ધરીએ—અરે—અભિમાન૦

# જાહેર ખબર.

નીચે લખેલાં પુસ્તકો શ્રી દેશી નાટક સમાજનો મુકામ હોય ત્યાંથી મળશે. માટે જેઓ સાહેબને જોયતાં હોય તેઓએ : કીંમતથી મંગાવી લેવાં વેલ્યુપેબલ અથવા નોટપેડ કાગળ રાખ આવશે નહિ નીચેના દરેક પુસ્તકો ચાર આનાની કીંમતે મળશે.

| | | |
|---|---|---|
| ૧ સતી સંયુક્તા | ૧૯ સતી દ્રૌપદી | ૩૭ ગુલબકા |
| ૨ સંગીત લીલાવતી | ૨૦ કબીરસોમ | ૩૮ અભયસીં |
| ૩ પવિત્ર લીલાવતી | ૨૧ શ્રી સન્યાસી | ૩૯ કર્મફળ |
| ૪ સતી પાર્વતી | ૨૨ જાલીમ કુલીયા | ૪૦ નરસીંહ |
| ૫ અશ્રુમતી | ૨૩ સતી પદ્મિની | ૪૧ સગાળશા. |
| ૬ રામ વિયોગ | ૨૪ અજીતસીંહ | ૪૨ કૃષ્ણ સુદ |
| ૭ મ્યુનીસીપાલ ઇ. | ૨૫ ભગવત ગીતા | ૪૩ મહાકવિકો |
| ૮ ભોજકુમાર | ૨૬ કુલિન નાયકા | ૪૪ રાજરતન |
| ૯ સરદારબા | ૨૭ સતી દમયન્તી | ૪૫ પ્રહલાદ |
| ૧૦ ઉમાદેવડી | ૨૮ સતી સુલોચના | ૪૬ કૌરવ પાંડ |
| ૧૧ વીણાવેલી | ૨૯ કેશર કીશોર | ૪૭ જાળંધર સત |
| ૧૨ વિજયા વિજય | ૩૦ ભદ્રાયુ | ૪૮ કૌરવ પાંડવ |
| ૧૩ મદન મંજરી | ૩૧ સુભદ્રા હરણ | ૪૯ લલીત પ્રીયા |
| ૧૪ ઉદયભાણુ | ૩૨ ઉંરવશી | ૫૦ સૌંદર્ય વિજ |
| ૧૫ મોહીનીચંદ્ર | ૩૩ રાઠોડ કન્યા | ૫૧ મહારાજા ભર |
| ૧૬ વિજય કમળા | ૩૪ પ્રવિત્ર લક્ષ્મી | ૫૨ દેવી દેવકુતી |
| ૧૭ ગીતા સુન્દરી | ૩૫ કુસુમલતા | |
| ૧૮ સતી સીતા | ૩૬ હંસાકુમારી | |